શ્રી.

# કૃષ્ણ ચરીત્ર.

## મૂભટ્ટ મહાત્મા પ્રલાદરામ કૃત્ય.


છપાવી પ્રસિદ્ધ કર્તા.

પટેલ. વલવભાઇ કીશોરદાસ એન્જીનીયર.

મુ. નડીઆદ.



આવૃતી ૧ લી  પ્રત ૧૦૦૦  સંવત ૧૯૭૩

સને ૧૯૧૭


ઉપજેલી રકમ ધરમાદામાં જશે.

કીંમત રૂ. ૦—૧—૦


ધી શારદા વિજય પ્રીન્ટીંગ પ્રેસમા શા. હરજીવનદાસ
અમરસીંગે છાપી—સાંથપીપળી—નડીઆદ.

# શ્રી ગણેશાય નમઃ



વંદે આદ્ય નીરંજન ઈશ્વર, વંદે પરી બ્રહ્મ પરમેશ્વર
વંદે અજય અખંડ અવીનાસી, વંદે કૃષ્ણ સકલ જુગવાસી
વંદે સાક્ષી રૂપ સોતંતર, વંદે વ્યાપીક ગાજ ભીતર
વંદે સચરાચર સ્વામી, વંદે દેવ દયા કરૂણાકર નાંમી
વંદે તત્વ મસી પદ તુરીઆ, વંદે ઈશ એકરસ ભરીઆ
વંદે સબદાતીત સુધ્ધ ચૈતન, વંદેપુરણા નંદ પુરસોતમ
વંદે જ્ઞાંનધ્યાનવીખીઆતા, વંદે ભગતી મુકતી કે દાતા
વંદે ગુરૂજપ તપ વેદ પુરાના, વંદેબ્રહ્મકુરી રૂપ ભગવાંના
વંદે ચતુર વીશ અવતારા વંદે હરી નાંમ અધમ ઉધારા
વંદે સકલ શ્રષ્ટી કે કરતા, વંદે અસ્ટાંગ યોગ કે ધરતા
વંદે કલ્પ વૃક્ષ સુર સરીતા, વંદે હરીપાવન રૂપ પુનીતા
વંદે તીરથ ગંગ પ્રયાગા, વંદે સંયમ વ્રત વૈયરાગા
વંદે ચતાંમણી સુર ધેનું, વંદે અજય પદસીવરેનું

વંદે ગગન પવન આધારા, વંદે તેજતોઈ વસુંધાવીસતારા
વંદે પ્રલાહરામકે પ્રાશ્ચીત હરતા, વંદે પ્રેમહરી ઉધાર કરતા

## દુહો.

કરી સ્તુતી પ્રભાત બહુ, પ્રગટે પ્રભુ કૃપા નીધાન
શ્રીમુખ હરીએમ ઓચરા માગ્ય ભગત વરદાન



## રાગ ઓખાહરણ

પુન્યે વસુંદેવ દેવકીરાણી, પુન્યે પ્રગટયા તે સારંગપ્રાણી
દ્વાપર યુગ યુધીસ્ટર સખસાર, નવાણુ હજાર નવસેનીરધાર
નવસુ સઈકું હજાર પુરાં એકવાર, પહેલે બરસે હરી અવતાર
શ્રાવણ વદી આઠમ બુધવાર લગ્ન રોહીણી અતી નીરધાર
સુભયોગે ગઈ સોળ ગડી રાત, દેવકીયે નીરખ્યા તે વૈકુંઠનાથ
મનહર મુગટ કુંડળ કંઠહાર, ચતરૂભુજે આયુધ ધરીયાંરે ચાર
લોચન કમલને પ્રેમ આનંદ, વદન સોળ કળાનોરે ચંદ
જગ મગ ઝગ મગ રૂપ નીધાંન, પહેરૂ અંબર વીધુ સમાન

સોળ ચીન્હ જુગત જુગલ જેના ચરણ, નવઘન સુંદર સાંમળવરણ
એવા હરી દીઠા તે અંતરજામી, અગળા અતી તે આનંદપામી
જઈને જગાડયા પોતાના સાંમી, વસુંદેવ નીરખ્યા બહુ નામી
વધ્યો હરખ હરદે અપાર, પ્રગટયા પોતે યુગદાધાર
હવે નીશ્ચે કામ તે આપણુ થાય, વલતી વદયા રસીકવર રાય
તમો તપ કીધાના ફળ પામ્યા,આવે નીસે જાણજો દુખડાંરે વામ્યા
રખે રાખો શત્રુનો ત્રાસ, કરેસ કેસી કંસનો હું નાશ
હજુ પાપ થવા દોને પુરુ, એમાં કાંક રહું છે અધુંરૂ
શ્રી મુખવચન વદે એમ વાલો, મુને ગોકુળમાં લઇ ચાલો
નંદ જસોમતી કેરે દુવાર, મારી માયાએ લીધો અવતાર
મુને મુકીને લાવો નીરધાર, વીલંબ ન કરશો લગાર
એટલું કહીને રૂપ સમાવ્યું, નાંનુ સ્વરૂપ નજરે આવ્યું
પ્રભુજીએ પુત્ર ભાવ પ્રગટવ્યો, મનમાં માયાનો પરપંચ ફાવ્યો
વસુંદેવ બોલ્યા વળતી વીચારી, લાવો લઈ જઉ કુવરનેરે નારી
દેવકી કહે કુવર કેમ દીજે, પર ઘેર દેતાં મન પતીજે
વારેવારે વસુંદેવ સમજાવે, સુત દેતાં આંસુડાં રે આવે
વસુંદેવ લઈ ચાલ્યા જેણીવારે, તુટી સાંકળને ઉગડયાંરે દુવારે
રાયના રક્ષક હતા રે જેહ, ઘેન ગારણમાં ઘોરયારે તેહ
જેનો સીવ બ્રહ્મા નાપામેરે પાર, તેની ગતીશું જાણે સંસાર
જરમર ઝરમર વરસેરે મેહ, જુમનાં ત્રટે આવ્યા વસુદેવ

પ્રેમે પ્રવેશ કરે જળમાં જેવા, જીમનાં વધી ચરણોદીક લેવા
પ્રભુએ લાંબો ચરણ ત્યાં કીધો, વેહેતો સલીતાએ મારગ દીધો
શેષજીએ છત્ર ત્યાં કીધું, તેને હરીએ તે દરસન દીધું
આનંદે આવ્યા નંદરે દુવારે, સુતા સર્વે ભોવન મોઝારે
સહેજે સુતાં પ્રીતે નંદરાણી, એણે કન્યા જન્મી નવજાણી
જસોમતી પાસે મુક્યારેજગતાત, તેની કોઇના જાણે રે વાત
વસુદેવ પ્રભુ સ્તુતી કીધી, કુંવર મુકીને કુવરી લીધી
વસુદેવે આવ્યા મથુરાં મોઝાર, પ્રલાદ પ્રભુનો કોઇ નજાણે પાર



## સાખી.

કાળા ગ્રહમાં પ્રગટ થયા, વસુદેવ દેવકીને ઘેરરે
અરધી રાતે આવીઆ, કરી આહીર ઉપર મેરરે



કૃષ્ણ દેવ દયાનીધી સ્વામી, જીવ ઇશ્વરના અંતરજામી
હરી પ્રભુ પ્રેમી પ્રાણ આધાર, જેને વશ વર્તે સઉ સંસાર
એક અવીનાસી અખંડ અપાર, ભગતી ભાવે ધરે અવતાર
વીશ્વંભર નામ સનાતન બ્રહ્મ, ધરે મુનસા દેહા કરે સુભ કર્મ
લીલા વીગ્રરૂપ રસીક રસાળ, ભગત પ્રિતે વાલો ગોવીંદ ગોપાળ

ફરી વ્રીજ ગોકુળ લીલા લહેરે, પ્રેમે કહુ઼ું પ્રગટયા નંદજીને ઘેર
જસોમતી જીવણુ જાણુ સુજાણુ, જેનું મુખ દેખે કોટી કલ્યાણુ
પોઢયા પ્રભુ પારણે પુરણાનંદ, મનોહર મુખડું બાલ મુકંદ
રમે હરી ઈચ્છાએ આનંદ કંદ, વાલો વ્રીજ ઈશ વનરાવન ચંદ
જેના રોમ કુપ વીસે બ્રહ્મંડ, એવા વાલો આનંદ રૂપ અખંડ
જેના નેત્ર ઠામે રહે રવી ચંદ, જેનું નીત્ય ધ્યાન ધરે તે મુનીંદ્ર
જેને હસ્તે ઈંદ્રને પાયે ઉપેંદ્ર, જેનું મુખ પાવક ઉદર સમુદ્ર
વાણી વીશે વેદ માયાનીજ હાંસ, જેણે આ કીધો તે જગત પ્રકાશ
જેનુ રૂપ કોણે કલ્યું નવ જાય, અહી વછપુછ હરી ઉભા થાય
જેના લક્ષમીજી લલાસે રે પાય, આ હીરડાંને ઉઠીને હરી ધાય
જેને પામવાને તે શંકર સાધે, તેને નંદ રાણી તે ઉખલે બાંધે
જપ તપે જગ્નને તેડયો નવજાયે, બીજા કોટી ઉપાય કરે શું થાયે
ગળે હીમાળે કરે વરતદાન, ફરે નવ ખંડે ધરી બઉ ધ્યાન
વશે વન મહી કરે બહુ તન, પામે નહી સ્વપ્ન વીસે દરસન
તેને વ્રીજનાર નચાવે નાચ, એવું સીધ પ્રેમ તાણું પણ સાચ
ગોપીનું ગોરસ ચોરીને ખાયે ધરે કર કંકણ નેપુરવાયે
બીરાજે બાલ આભુશણ અંગ, સોભા જોઈ લાજે તે કોટી અનગ
ધરે મોર પીછી વને ગુજમાળ, સસી મુખ સુંદરનેન વીસાળ
ઝલકે કુંડળ લોલક પોલ, અંગોઅંગ આનંદ રંગ ઝકોળ
ઝુધે ઝીણી લોબડી લાલ ગુલાલ, વગાડે વેણુ વધારે વાલ

નેહ નીરખતાં રહે મન માહી, ઉતારે લુંણુ માતા મુખ જોઈ
વાલો વઇકુંઠનો વાસી જેહ, જસોદાજી લાડલડાવે તેહ
વીરંચીને શંકર સેવાને ચાહ્ય, ગોવાળાંને ચારવા લાગે ગાય.
હતા જે દાનવ દુસ્ટ અપારે, તેનો સર્વે સેજે કરો સંહારે
પ્રથમ પુત નાના સોસ્યા પ્રાણ, સંકટાસૂર તેતો તરણાવત અજાણુ
અગાગગ ધેનું કેસીનેરે કંસ, આપી તેને મુગતી જાણી નીજઅંસ
દાવા નળ પીધો પ્રભુ એવાર, કાળી નાગ નાથીને કાઢયોં બહાર
ધર્યો ગોવરધન શ્રી ભગવાન, ઉતાર્યું ઈંદ્રતણુ અભીમાન
પીઆરૂ રવી તનયા કેરૂ તીર, કરે નીત્ય ક્રીડા તે શ્યામશરીર
બાનસીબટ કુલન કુંજ કીટોર, બોલે હંસ મોર કોકીલા ને કીર
ફુલ્યાં વન અંબુજ ચક્ર અનંત, વસે જ્યું બારે માસ વસંત
તાલ તમાલ કમોદની કામ, મંદુર બપૈયા માહાવન ઠામ
કોટીક વાટીક કંદળીક વન, સુભસંકેત મધુ વનધન
સોહાગી ફુલ્યાં બારે વન. શોભાજોઇ ધીરજ મુકેરે મન
મનોહર મંગળ રંગ સોરંગ, સજ્યુ સેન જાણે તે આપ અનંગ
આવ્યો એહી ઉત્તમ આસોડી માસ, વનરાવન કીધો હીરાસ વીલાસ
વગાડી વેણ તેડી વ્રીજનાર, મોહની માયા નોખો સંસાર
માયા ચતુરાનના સંકર સેસ, માયા જપ વન નકરે પ્રવેસ
માયા મધ્ય મેરૂ મ્રત્યુને પાતાલ, માયા દ્રુમવેલી ફાલે નહી ફળ
માયા સુર અમીર હાલે નહી પાન, માયા મુની રુઠી સમાધી ધ્યાન

મોયા મૃગ મીન પશુ પક્ષી પ્રાણી, મોયું સચારાચર જાણ અજાણી
એવી વેણ સાંભળી જ્યારે કાંને, સુંદરી સર્વે થઈ સાવધાને
તજ્યા ધન ધામપતી પરીવાર, અવળા અંગે સજ્યા શણગાર
કોઈએ પગ નેપુર પહેરાં કાંન, કોઈએ આંજી આંખડી એક નીધાંન
કોઇએ કરી અડધે આડ લેલાટ, કોઇએ કંઠ કાંકણ હઇએ ઘાટ
કોઇએ પહેરા ચરણીએ ઓઢયું ચીર, કોઇ ભુલી ભાંમની સુધશરીર
કોઇએ બાંધ્યાં બાળક વછની રાસે, કોઇ દુવે ગાયે દુણી નહી પાસે
ઉઠીધાઇ જેમ તેમ નાર' વનરાવન આવીતે લારકનાર
નેહે નીરખ્યા નાથ નમાવ્યું રે શીષ, જોવા મન બોલ્યા શ્રીજુગદીસ
પ્રતીવરતા ધર્મ તજ્યાં તમે નાર, ત્યા કેમ આવ્યાં તે વનમોઝાર
બાલા સર્વે બોલી વચન વીચારી, સાંભળો હરીજી અરજ અમારી
સર્વે ધર્મતણુ ફળ એહ, ધરવો નાથ તમારો નેહ
સાચો મત સાંમી અમારો એહ, તજીસું નીચ્ચે હમારો દેહ
ડીઠું મન સાચુ ગોપીકાકેરૂ, હરીવરે કીધુ હેત ઘણેરૂ
રમવા રાસ રચયો રણછોડ, પુરવા કાંમની કેરા કોડ
ગોપી ગોવીદની બાંધી વીલાસ, ફુલ્યાંજાંણે ચંપક પુષ્પ સુવાસ
ઝકટહાટીક હીરાને હાર, એવી ગોર શ્યામની સોભાસાર
નવધન દામની જોત અપાર, ટાલ્યો ત્રણ લોકતણો અંધકાર
સોનાનાં સરોજ ફુલ્યાં વનસાર, મધે તેમાં મધુકર નંદકુમાર
બીંબ પ્રતીબીંબ વીનોદ વીહાર, અંગો અંગ આનંદ રંગ ઉદાર

આલીગંન અમ્રત ચુંબન પાન, કરે આવભાવ અનેક વાખાંન
સપ્ત શ્વર તાલ બસો બત્રીસ, નવતમ નાદ ઉઠે છત્રીસ
તજી ગયો કાંમ થયો ગતીભંગ, અલોકીક લહેરતણો તે તોરંગ
એવો જુગમગલ હરી અવતાર, અનેક પતીતણા પ્રતીપાળ
અખંડ વનરાવન રંગ વીલાસ, અખડ ગોપી જન પ્રેમ પ્રકાસ
અખંડ વેલીવન ફુલને કુજ, અખંડ જુમનાંત્રઠ આનંદ કુંજ
અખંડ વૃજ ગોકુલ ગોવરધન, અખંડ રાધાકૃષ્ણ રૂપરતન
અખંડ પ્રલાદ પ્રેમે ગુણ ગાયે, અખંડ હરીભગતી જુગોજુગ ચાહે
ગુરૂ માહાત્મની કૃપા કરીને, લીલા રસ ગાયો ઉછાહ ધરીને
સંસારનો તાપ લગારના લાગે, એવું કર જોડીને પ્રલાદ માગે
પ્રભુપદ પ્રેમે ધરુ સતસંગ આપો મુને એહી સદા ભગવંત
ઇતીશ્રી કૃષ્ણ રાસચરીત્ર સમપુરણમં

## દુહા

કૃષ્ણ નામ અમુલખ રત્ન છે, જતન કરે જનકોઈ
સુખ રહે સંસારમાં, કોઇ દીન દુખીઓના હોઈ

## ગરબી

આનંદરંગ કૃષ્ણ સાથે રમીએ, કે અવળે મારગ નવભમીએ ટેક
કારતકકર્મ ગયાં નાસી, હુતો થઇ મોહનની દાસી
હવેહું રહું ન અપવાસી, આનંદ રંગ કૃષ્ણ સાથે રમીએ

માગસર મન મારુ હરીયું દુખડુ ભવતણું ટળીયુ, સરીર
મારુ સાકરમાં ગળીયું આનંદ.
પોસે પુરણાનંદ સામી મળ્યો મને બ્રીજ બીનતા સામી,
અલખ પુરૂસ અંતરજામી આનંદ રંગ
માહા માસે મુને પ્રેમપદમી લાધી, કે અંગમાં આનંદ ગયોવાધી
પીતલડીમે આત્મશુ બાંધી આનંદ રંગ
ફાગણ બ્રહ્મરચો ફુલી તારેહું અન્નહસા ભુલી, કે સુરતા સુખ
સાગર જુલી આનંદ રંગ
ચઇતર ચેતન થઈ જાગી ક્રુષ્ણુની વાત આસક લાગી, તારે
હું વીસ્યે વાસના ત્યાગી આનંદ રંગ
વઇસાખે વીસ્વતણો ભરથાર, સરજન હરસબ જુગનો કરતાર
લાગ્યો મને અંતર ગટમાં તાર આનંદ રંગ
જેઠની જુગતી નહી કાચી, ગીતાજીમાં વાત કહી સાચી તારે
હું આનંદમાં રાચી આનંદ રંગ
અસાડે અનભય થઈ ગાજી, દેખીહું રામ થઇ રાજી કે ચોદસ
વીજ ગગન ગાજી આનંદ રંગ
શ્રાવણ સુંરતા ચઢી ઉંચી, કે દ્રષ્ટી મારી ચઈતનમે ખુચી, મળી
મને જ્ઞાનતણી કુંચી આનંદ રંગ
ભાદરવે ભય મારો ભાગ્યો, આત્મા અન ભય થઇ જાગ્યો કે
રંગ મુંને મહુત્મનો લાગ્યો આનંદ રંગ

આસો માસે સીવરુપી કીધો, બોધમે સદગુરૂનો લીધો.
પ્યાલોમે અજર અમર પીધો આનંદ
મળમાસે સદગુરૂ મલીઆ ગુરૂજી મારા અઢળક બહુ ઢળીઆ
પ્રલાદ રામના રુદેમે ફુળીઆ આનંદ રંગ

## (રાગ પુનમ ચંદની)

સીધી સુરતાએ ઉનમુની સાધજો રે,
શંકર શુષ્મણામાં શ્રી હરી શ્યામ, સોહં સરહરજપો સર્વે મુનીઓરે

## સાખી

સોહં શબ્દ વિચારતાં, થાય અવિદ્યા નાશ,
અર્ક ઉદય ટીમર ટળે, પૂરણ જ્ઞાન પ્રકાશ.

## ગરબી

એવા અખંડ સ્વરૂપ અવિનાશીનેરે,
પ્રેમે હરદેમાં લાગું હરીને પાય. સોહંસરહર.

## સાખી

સોહં સત ચિત આનંદે. ભર્યો રહે ભરપુર,
અંતરજામી આત્મા, વરસે નિરમળ નુર,
યોગી યોગ ધારી રહે સોહેસુરમારે
પુરાણુંરસ ભર્યો તુરીઆ અતિત. સોહંસહર



## સાખી

અગોચરી ભુચરી ખેચરી, ચરાચરી ઉનમુની આપ,
પંચમુદ્રા પ્રમાણુથી, અષ્ટ અંગ વળી આપ,

## ગરબી

અમ્રત ચંદના આધારે ચિત થીરતા રહેરે,
કેવળ જ્ઞાને મુનીવર જીતે કાળ. સોહાંસરહર.
સોહં કહ્યો રૂષિનારદે, વ્યાસ વેદ શુક ગાય,
બ્રહ્મા વેદ ભણાય કે, નિગમ દીચો બતાય.

## ગરબી

સોહં સતગુરૂ શરણ સુરભેદનોરે,
પામે મહામુની હોચે તે પાર. સોહંસરહર.
રૂષિ રઘુપતિ કરૂણા કરી, સોહંકહ્યો નીજ નામ,
અવિનાશી એક ઓળખ્યા, વ્યાપીક આતમરામ.
સોહં શ્રીકૃષ્ણુએ સાધ્યોગરગા ચારથીરે,
દત્ત ગોરખે આણ્યો વિશ્વાસ. સોહંસરહર.

## સાખી

સાંખ્ય યોગની જુગતી, જણાવી જયમુનીરાજ,
નરકાદિક છોડાવીઓ, પરિક્ષત સરીઓકાજ
સોહં સોહં પ્રલાદ શિખો શુધ્ધ ભાવથીરે,
આણી આનંદ મંન ઉલાસ, સોહંસરહર.

## (રાગ ઉપરનો)

જીવ ઉત્તમ એવા હરીભક્તિ આદરેરે,
જેવી સજાએલી ખાંડાની શુધ્ધધાર, હેતે આવો હરીજન સત-
સંગ કીજીએરે

### સાખી

તરવાર ધારા સોહલી પર નટડી નાચે નાચ,
સુરતન ધારા દોહેલી, મનમરકટ પેહેર્યો કાચ.
સત્ય ધારા પર જીવ સ્થીરતા સદારે,
સંકલ્પ વિકલ્પ મનમુકીંદે નિરધાર. હેતે આવો.
સતનું રૂપ સોહ્યામણું, હરી વિવેકે વરતાય,
માયા મધુકર મોહ્યની, ગમ જ્ઞાને દુર પળાય.
એવા જ્ઞાની સતગુરૂને ચરણે નમુરે,
જેથી જનમ જનમનાં દુકરીત જાય, હેતે આવો,
પરથમ પુરણ પ્રેમ શું, વંદુ સતગુરૂ ચર્ણ
તાપ ટળે આ ભવતણા, મટે જનમ ને મર્ણ.
મન તું પ્રેમે ધરી પરપંચને મુકજે રે,
કરજે તત્વરૂપી ચૈતનનો વિચાર, હેતે આવો.
વાણી વદે ન વરણુવી, ન્યારા નરનું રૂપ,
મન બુધ્ધિ પોહોચે નહી, ઉપમા રહીત અનુપ.
મહા મુક્ત જન જાણે સર્વે જગતનેરે,
અણુ આકાશવત્ અંતરનો અતિત. હેતે આવો.

ચેન ચરીત્ર જેને નહી, હરી સુરમાં પ્રકાશે સોય,
પ્રીતે તેને પીછાનતાં, પ્રભુ આવા ગમન નવ હોય.
એવા તત્વ ચૈતન રૂપને નિહાળતાંરે,
પ્રલાદ પ્રથમ પગથીએ માન્યું મન, હેતે આવો.

## સવૈયો.

ગોકુલ દેહા શ્રીકૃષ્ણજી એ ચૈતન બુધ્ધિ જસુતી કબુધ્ધિ હેમાસી
નંદના નંદન કોંશ હુંકાર હે, પાંચપચીસ ગોપી ભ્રીજબાસી
દસ દ્વારકા દેવ ગોવાલ કહું, અરૂમન ઓધવ સંગે રમે અવિનાશી
ત્રીકુટી યુમના ત્રઠ રાસ રચ્યોરે, અનહદનાદ બાજાત બાંસી
તુહી તુહી તાર લાગી રહેતં તુમેં. તુંહે નહી લાગી રહીજયું તાળી
શુક્ષમણા સાધન મેં સુરતાસે અજીંલીન લગી લગની વનમાળી.
લાલનસે લલના લપટાંરી, જ્યુ સોળકળાકી નીશા અજવાળી
પ્રલાદરામ કહાંના ઘટ ભીતર, રોજ રમે પ્રભુ પલવટવાળી.

## ગરબી

મનસા અવસર આસો માસકે શુભ અજવાળીઉંરે લાલ
સુરતા સોહાગણ નવલી નારકે નીજનામ નિહાળીઉંરે લાલ
પ્રેમે પટોળી પહેરી અંગેકે ચૈતન્ય ચોળી ભરીરે લાલ.
ચરણીઓ ચતુરઇનો સારકે શણગારે લીલા ધરીરે લાલ.
કૃપા કલ્લાં પહેર્યાં પાયે કે શુધ્ધ બુધ્ધિ સાંકળાંરે લાલ.
ગિરા વાણી ગુગરા ધમકે પાયે કે હીંડે મોકળાંરે લાલ.
અંતરજામી અણુવટ ઓપે કે વિવેક છિવારે લાલ.

હરી નામની આંસડી છે કંઠે કે હેતે હાર નાંખીઓરે લાલ.
તુસી તત્વવિચાર વડાઇ કે માળા મોહનતણીરે લાલ.
ચૈતન ચુડીલો પેર્યો હાથે કે ચિતધન ચીપો મઢીરે લાલ.
જ્ઞાન બુધ્ધિ બાજરીઆંને ગુજરી કે કળા કાંકણી જડીરે લાલ.
વાળી વિઠ્ઠલ વરકેરી કે વહે વેણી ગણીરે લાલ.
સમજણ સેંથો પાડયો સાર કે સત રેખા બનીરે લાલ.
ભ્રમ મજીઠે રંગ્યા દંત કે અનુભવે આંજીઆંરે લાલ.
ટીલડી ટેક તણી વળી તગતી કે ના જાય ગાંજીયાંરે લાલ.
પંચ તત્વના ગરબો ખેલીશ કે સખી મળી પાંચપચીરે લાલ.
તાને તાળી ચુકે નહિ છવીશમા માંહેછકીરે લાલ.
ઉઠ કરોડ છિદ્રમાંહે કે દશ વળી શ્રેષ્ઠ કહ્યાંરે લાલ.
નાર્મી દીપક દીસે માંય કે નામી ન્યારો થયોરે લાલ.
ગમની ઘુમણીએ ઘુમ્યો ગરબો કે તેજ ત્રણભુવન ભર્યોરે લાલ.
જાગ્રત, સ્વપ્ન, સુશુપ્તિ, તુર્યા, કે ચૌટાં ચાર રમીરે લાલ.
ઉનમુનીએ ઉતાર્યો ગરબો કે આવી ત્યાં સમ્યાંરે લાલ.
પ્રલાદરામ ગરબો ગાય કે અનુભવી સાંભળોરે લાલ.
જીવ તણી દશા મટી જાય કે જઇ બ્રહ્મમાં ભળોરે લાલ.

૫૬

## રાગ આશાવરી

સુરતારે મોરી રામનસેં અટકી, અટકી અટકી અટકી. (ટેક)
કર્મ, ધર્મ, ઓર વેદ બડાઇ, એ કુલસેં સટકી,

નામ કીરુકે પાર નહિ પાવે, જૈસી કળા નટકી સુરતા૦
જાગત સોવત, સોવત, જાગત, મોહે પડી ચટકી;
પ્રીત પુરાની નેહ લગત હૈં, સો દીલમેં ખટકી સુરતા૦
જેસે પપૈઆ ચાહુવત બુંદકુ, લાગ રહી રટકી,
ઓર દષ્ટે કછુ આવત નાહિ, નામનસેં હટકી સુરતા૦
જેસી સલીતા સિંધુ સમાની, વોગિરિવરસે પલટી,
પ્રેમકી બંસી મેરે મન લાગી, જ્ઞાન દોરી લટકી સુરતા૦
કૃપાનિધાના દયા સતગુરૂકી, ખબર ભઈ ઘરકી,
પ્રલાદરામકુ ગુરૂ મહાતમ મળીઆ, ફેર નહિ ભટકી સુરતા

## પદરાગ આશાવરી.

સુરતારે મોરી સદ્ગુરૂસેં અટકી, મદમોહ દીઓ પટકી (ટેક)
લઈ ખાસ ઘટ ભીતર રોપ્યો, પવન દોરી ઝટકી.
મેંતો મેરી ચાલચલતહું, જગ જાને ઉલટી સુરતા૦
કાળ ક્રોધકી લહેર મટતહેં, ગુરુ માર છુટે જમકી,
સદ્ગુરૂ શબ્દે ગુરૂગમ ખોજત, પ્રાન દીઓ પટકી સુરતા૦
નામ રામકો સગાહી ઠેરાવત, રૂપનમેં અટકી,
આતમરામ જાન્યા નહી, નાહી કરમનસેં લટકી સુરતા૦
જે ઘટ ભીતર પરમ સુંદરી, ખબર કરો ઘરકી,
પ્રલ્હાદરામ સુનો ભાઈ સ્યાને, બુંદ પડી રસકી સુરતા૦

—:સમાપ્ત:—